શ્રી પરમાત્મને નમઃ

# राम वनवास नाटकना गायनो


રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.

મોરબી આર્યસુબોધ નાટક કંપનીના એકટર

મોરબી નિવાસી ઔદીચ્ય બ્રાહ્મણ

દયાશંકર હરજીવન ભટ.



આવૃત્તિ ૧ લી.

અમદાવાદ.

સીવિલ હોસ્પીતાલ સામે પાનાભાઇની વાડીના

મેડા ઉપર વિશ્વેશ્વર પ્રેસમા

ઇશ્વરદાસ જેકીશણદાસે છાપ્યાં.





સવંત ૧૯૫૩ સને ૧૮૯૭

કીમત બે આના.

## માનવંતા મુરબ્બી શ્રી.

### રા. રા. ઉમિયાશંકર જીવણરામ ભાઇ.

કોડડા સાગાંણી કારભારી સાહેબ.

**માનવંતા—**

આપની શુદ્ધ નિષ્ટા, હરીહરપર આસ્થા, માયા મમતાળુ ! સ્નેહાળવૃતિ જોઇ હું પ્રેમપૂર્વક આ લઘુ પદ્ય ઇશ્વર ભજન ગ્રંથ (રામ વનવાસ ને ભરત શત્રુઘ્ન વીયોગ) અર્પણ કરૂં છું. તે સ્વીકારતાં ઉપકૃત કરશો.

હું આપનો આગ્નાંકિત.

ભટ. દયાશંકર વી. હરજીવન.

મોરબી આર્ય સુબોધ નાટક કંપનીના એકટર.

# પ્રસ્તાવના.

૧—આ અસાર સંસારમાં દરેક મનુષ્ય ધન મેળવવાનાં, ધાન મેળવવાનાં, પુરૂષાર્થ કરવાનાં, સંતતીને તથા કુટુંબને સુખી રાખવાનાં, માન મેળવવાનાં, મોટાઇ, આપ બડાઇ, રાજ્યપદ, તથા શરીર; સંરક્ષણાર્થે અનેક પ્રયત્નો અનેક ઉપચારો, અનેક ખોટાં ફૂ ગો; અનેક જુગિઓ, અનેક ખટપટો; અનેક ધાતકી પણાં, અનેક જુઠાણાં અને અનેક અઘટીત કૃત્યોની કારીગીરીઓ. ક્ષણ પ્રતિક્ષણે નિમિષે નિમીષ કર્યા કરે છે, અને તેમાં ફતેમંદી તેમાં સફળતા, એજ મનુષ્યાઅવતારનું સાર્થક, સુખને સંતોષ માની મગરૂર રહે છે. તે પામર, અજ્ઞાની, ને અલ્પપ્રાણીને ખબર નથી. અરે તે બિચારો નથી જાણતો કે મનુષ્ય જન્મ કેવળ સત્વ-સ્તુનું શોધન કરવાને, અસત વસ્તુને ત્યાગવાને, શુદ્ધ ચેતન વસ્તુ, જેનો ત્રણકાળમાં નાશ નથી, સ્થળે સ્થળે બિરાજમાન છે. જેનાં દરેક કામની અલૌકીક કારીગીરી જોઇ આનંદાશ્ચર્ય થાય છે, તથા. જે પરમાત્માએ આપણને અંગજ્ઞાન, તર્ક શકિત, બુદ્ધિનો શુદ્ધપ્રવાહ આપ્યો છે. તે કેવળ તેને ઓળખી તેનું ભજન કર્યા કરવાને તથા તેપર શુદ્ધ નિષ્ઠા રાખવાને તથા તે પરાયણ રહી વાસનાને વેગળી કરી વિશ્વનિયંતાને સંભારવા માટેજ છે. સંસારમાં રહી. શ્રીહરીનો વિસારો ન કરવો તેજ મનુષ્ય જન્મનું છેવટનું સાર્થકને સફળ ફેરો છે. વારંવાર આ અવતાર મળતો નથી, ને મળ્યો તે અહો ભાગ્ય દુર્લભ; દુર્ઘટ જાણી તે કૃપાળુ પિતાને ભુલોમાં, આ અલ્પ પદ્ય રચનામાં મેં નાણાં મેળવવા અપેક્ષા રાખી નથી. પણ મારૂ અંતઃકરણ તે પિતા પ્રત્યે વળી બીનું કેટલું થયું છે. તેનો ચીતાર

વાંચક વર્ગ સહૃદયસ્થોને જણાઈ રહેશે. અને તેમાં જે કંઇ ખોટ ખાપણ. ભૂલ ચુક હોયને સુધારી વાંચશો કે જેથી હું હવે પછી તેવીજ હોંસ રાખી નારાયણ સ્તવન કરતો રહું.

આ લઘુ પદ્ય રચના મારી અલ્પમતિ અનુસાર મારા પેહેલાજ પ્રયાસથી કરીછે, કાલી ઘેલી કવિતા કરવાની આ મારી પેહેલીજ તકછે વિશેષમાં નથી. મારો પિંગળનો અભ્યાસ કે નથી. મારો કવિતા શુદ્ધ કરવાનો અભ્યાસ પણ આતો ઇશ્વર સ્મરણે ઇશ્વર સ્મરણ થાયછે. ભજને ભજન થાયછે, ને આવા મંગળ કામ કરવાને હરિ ફરીવાર આવા ઉમદા વિચારો મારા હૃદયમાં પ્રેરો. મારા મનની લાગણી હરીભજનમાં ને આવાં ભજનીક કાર્યો કરવામાં રુચિકર થાઓ એજ પ્રભુ પ્રાર્થના છે.



નમો ભગવતે વાસુદેવાય.

# રામ વનવાસ અને ભરત વિજોગ નાટકનાં ગાયનો.

## ઇશ્વર સ્તુતિ.

**સુત્રધાર—રાગ. નમામી મહીસાસુર મર્દની (૧)**

રઘુવીર બ્રહ્માંડ જગદોત્પતી, નમું હું રઘુવીર સીતા પતી;
સત્તા તારી મહા ભારી, સ્થળપતી, જળપ્રતી, જીવપતી. શુભમતી
આપો સ્થાપો, નીર્મળ ભક્તિ. બ્રહ્માંડ

કૃપાળુ ઘનસ્યામ સુંદર સ્વામી, ચતુર્ભુજ ચીદાત્મા મંગળ નામી,
શંખ ચક્ર ગદા પદ્મ આયુધ, મકરાકૃત કીરટ ધારક;
સ્ફાટીક વનમલી તુલસી માળા, પીતાંમ્બર પરીધાંન નીધાંના,
અયોધ્યા પતી નીત આરાધું, રામ રટન શ્રી ગ્રંથ ગુંથન બ્રહ્માંડ

## પ્રવેશ ૧ લો.

**સ્થળ—વીચારભુવન.**

**દશરથ—(રાગ ગજલ) પીઆ દીનનારપડે બડા (૨)**

સુણો સત્ય પ્રતાપી મુનીશ્વરા, કહું આપને વીનતી કરી. સુણો.
વૃદ્ધતો થઇ આ કાયરે, કંપે ચાલતાં મુજ પાયરે, વળી શ્વેત કેશજ
થાયરે, એ કાળની ગતી છે ખરી. સુણો
આપું રામને હું રાજરે, કરે રાજનું શુભ કાજરે, એ ઇચ્છા છે

શીરતાજરે, નકી વાત અંતરમાં કરી. સુણો.
હવે આજ્ઞા આપો આજરે, હું દીનને માહારાજરે, શું મરજી
છે સૌ સમાજરે, કહો મુજને કરૂણા કરી. સુણો.

વશીષ્ટ— રાગ દીંડી

(૩)

ધન્ય ધન્ય રાયવાત આ વિચારી, સુણ હૃદયથી કહ્યું મને આગાગી
થયો ઉલટ મન, સુણીને અપારી. ધ. ધ.
રઘુકુળના ભુપ, છો ધૈર્ય ધારી;
એથી ઉત્તમ વાત, અંતરે વિચારી,
આપો રામને રાજ, છે વૃત્તી એ મારી. ધન્ય.
કરે રામ રાજ, તે જોવાની હારી,
અવધપુરનાં જનને, છે હેંશ ભારી.
કરો શુભ લગ્નમાં, સૌ તૈયારી ધન્ય

પ્રધાન— રાગ શોઆનો કનરો.

(૪)

વચન સુણીને આજ તમારૂં, થયું છે પ્રફુલીત મનડું આમારૂં.વચન
વાણી આપની શ્રવણો થાતાં, વીચાર થયો યોગ્ય ધન્ય હું ધારૂં. વચન.
રાજ્ય કાજ શુભ રામજી કરશે, નીતી ન્યાય વડે બહુ સારૂં. વચન.

( રાગ ક્ષત્રી કલંક )

દસરથ— (૧)

સુણો સહુ સભાના જન, આનંદ ઉર થયો અતીરે. ટેક.
આપું રામને રાજ્ય આશન. આનંદ.
રામ ચલાવે, રાજ વેવાર. આનંદ.
મારો સત્ય છે, એવો વીચાર. આનંદ.

માટે સી ઇચ્છા છે સૌને મન. આનંદ.
કહો સાંભળવા હું છું પ્રસન. આનંદ.
બોલો સહુ જન આણીવાર. આનંદ.
તેમાં વીલંબ ન કરશો લગાર. આનંદ.

(ગાયન સદર) (૧)

પ્રજા—ધન્ય ધન્ય અવધના ભુપ, આનંદ આજ ઉરે થયોરે. ટેક
તમે કામ વીચાર્યું અનુપ આનંદ.
હાલા આપો રામને રાજ. આનંદ.
ભલે ભલે કરો સુભ કાજ. આનંદ.
છે સહુ પ્રજાનો ભાવ. આનંદ.
આપો ભુપતી અમને લાભ. આનંદ.

દસરથ— (ગીતી) (૭)
સુમંતજી આ વખતે, રામચંદ્રને બોલાવી લાવો.
એકાંતીક મંડપમાં, બે વીરને લઇ સત્વરથી આવો.

## પ્રવેશ બીજો.

**સ્થળ રાજમહેલ ( જાનકી અને શાહેલીઓ )**

**સીતાજી—રાસડો રાહ(૯) પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે.**
**સખી આવીયો વસંત વેલું ખીલીયુ રે. ટેક.**
માંહે કોયલ કરેછે કીલોલ. બોલે બપૈયા સુંદર.
સારા સોભાતારે.
સહુયર લાવોને, વેણાં, મારી આ સમેરે;
ગાજે ગીત મધુરાં, સૌ વેણાં સંગ. બોલે બપૈયા.
મધુરી મધુરી મોરલી, સુર પુરેછે સંગ;
એ સખી તું, બજાવજે, સાથ ગણીને મૃદંગ.

પતિને રીઝવવાનો, આ એક, અમુલ્ય પ્યાર છેરે.
સતિને પાલવ કહી, ન પડે ડાઘ; બોલે બપૈયા.
પુરૂષ પ્યાર તો છે ખરો, ક્ષણ ક્ષણમાં બદલાય.
સતિ હોઅ તો સાચવે, કુલટાથી ન ખમાય.
કુલટા કરપણુ થઈ, કલંક શીર લેશે ઘણુંરે.
સુતા નરને મુકી, ચાલી જાએ નાર, બોલે બપૈયા.
પુરૂષ ભુલે છે પ્રેમથી, કાંમની નાખે જાળ.
પતંગીઓ થઇ તે પડે, રતી પતીનો કાળ.
એનો દંપતી સ્નેહ બાંધો, પુરણ પ્રેમથીરે.
જેમાં વીઘ્ન નહીં, દેશે દીના નાથ. બોલે બપૈયા
ભોળા થઇ નવ ભુલશો, નર વીરલા સઉ કોઈ;
સંસારીક ભવ કુપમાં, પડજો પેહેલા જોઈ.
॥ રાગમાંઢ ૧૦ ॥ રામચંદ્રજી પધારેછે. )
સીતાજી—મારા સ્વામીજી સુજાણરે, છે પ્રાણના આધાર;
મરવો મોગરો ચંપો ચંબેલી, જાઇ જુઈ ગુલજાર.
કુમોદની શેવંતી, ડોલરનો આરોપુ હાર. મારા.
અહોનીશ પ્રભુ આ દારાપર, રાખો આવો પ્યાર;
તન મન ધનથી પ્રીતમ પ્યારા, વીયેગ દુઃખ હરનાર.
શીયલ વ્રત છે મારૂ માટે, પ્રીતમ કહું આવાર;
દીન દાસીને દર્શન દેશો, પધારી વારંવાર. મારા.
રામચંદ્રજી—( રાહ કલાલી મોરી પ્યારીરે પ્યાલોલા.) ૧૧
કુમોદની જોઇ ટેક તારીરે, સુખ દુઃખની તુઓ સાથીરે;
સદારે પાસ મારે વ્રત છે, એક પત્ની, ક્ષત્રી ન છોડે પણ,
સતોને સાચો ધર્મ વાલો, સુરાને વાલું રણ. સદા રેપાસ.

ધર્મ થકી સુભ કીર્ત્તિ જામે, સદા વીજય વંત થાઉં.
પ્રેમ તમારો દેખીને, અલગ કદી નવ જાઉં. સદારે પાસ.

સીતા— (રાહ ઉપરનો સદર.) (૧૨)

માત પીતાની લાડકીરે, સોંપી પર પુત્રને હાથરે;
સપુત હોયતો સાચવે, હીરો મળે કોક વાર.
ગમાર હાથ જો પડીતો દુઃખનો નહીં રહે પાર. સોંપી.
ગ્રહસ્થ ઘરની દીકરી, ગરીબ ઘેર ભલે જાય;
આનંદ માંની મન મહીં, પતી સેવે સુખ થાય. સોંપી.

સીતા— (૧૩) રાગ રાસડો.

મારા પ્રાણ તણા આધાર, અંતર જામીરે;
આ દીન દાસાપર સ્નેહ; રાખો સ્વામીરે.
નીત નવીન ધરી શ્રંગાર, મંદીર પધારોરે;
તમ દર્શનથી મમ થાય, સફળ જમારો.
હું તમ કાજે સ્વામી, કરૂં સૌ તૈયારીરે;
સુગંધી મનોમય સાર, ઉષ્ણ કરૂં વારીરે.
કરૂં રશોઈ હું માહારાજ, જુગતે કરીનેરે;
પછી પીરસુ પ્રાણ આધાર, પ્રેમ ધરીનેરે.

લક્ષ્મણ— હે થાંપરાજ એ રાહ. (૧૪)

હે જેષ્ટ ભ્રાત, (૨) હું વીનતી કરૂં આ વાર;
આ સ્નાન સંધ્યા કર્મ કરતાં, લાગી છે મુને વાર. હે જેષ્ટ.
છો વડીલ આપ, ( ૨ ) મુજ શીર છત્ર રઘુરાજ;
ક્ષમા કરો સૌ માહરો, અપરાધ થયો જે આજ. હે જેષ્ટ.
પદરજ માથુ, ( ૨ ) આપો તે મુજને સાર;

જેથી આપે મુક્ત થૈ, ગૌત્તમ રૂષીની નાર. હે જેઠ.
એ રજ ઇચ્છા ( ૨ ) પ્રભુ પુરો મનોરથ કામ;
સ્મરણ રાખો મુજને, તે સદા અવધ પતી રામ.

રામ— ગિતી. (૧૫)

તન મન ધન અરપીને, ભગ્તી કરોછો પ્રીય બધુ મારા;
ધિર વીર સુખદાઇ, ખચીત મુજને પ્રાણ થકી પ્યારા.

સુમંત— રાગ બનઝારો. ( ૧૬ )

સુણો રામચંદ્ર સુખકારી, આ વખતે વીનંતી મારી;
તેડે છે પીતા શુભ કાજ, ત્યાં બીરાજે મુનીરાજ;
માટે કરો આપ તૈયારી, આ વખતે વીનંતી મારી. સુણો.
સત્વરથી પધારો ભાઇ, નહી વીલંબ કરવી આંહી;
જુવે વાટ રાયજી તમારી, આ વખતે વીનતી મારી.
બંધુ સહીત આપ પધારો, સૌ જનના કાર્ય સુધારો;
આ અરજ હ્રદયમાં ધારી, આ વખતે વીનંતી મારી.

( પીતાજીના બોલાવવાના ઉમંગથી પ્રધાન પ્રત્યે ખુશી થતાં. )

રામ— ગિતી ૧૭ )

ધન્ય ધન્ય સુમંત મારા, પ્રસન થયો હું સાંભળતાં વાણી;
આનંદ છે અતી મુજને, શ્રવણે થાતાં વાત અતી સાંચી.

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—રાજ મેહેલની કચેરી.

પાત્ર—દશરથ, પ્રધાન, વશીષ્ટ મુની પાછળથી રામ લક્ષમણ.

રામચંદ્ર— ( જોગ આશા ૧૮)

ગુરૂજી હમારા, (૨) વીનવે છે આ દાશ તુમારા; શુ આજ્ઞા છે.

અમુલ્ય દર્શન આપના થાતાં, સફળ ગણીએ આ જનવારા;
ગુરૂજી હમારા )
કૃપા કરીને શ્રવણ કરાવો, આપ વચન અમ્રતની ધારા. ગુરૂ.

વશીષ્ટ મુની— રાગ હુંમરી (૧૯)
રઘુવીર તમે બેસો રાજસહ ભલા (૨) અંતરમાં હું એમ વીચારૂ
પુરાની આ કાયા થઇ. રઘુવીર.
નીરખવા રાજનું કાજ તમારૂ, રાયને ઇચ્છા એમ રહી. (રઘુવીર)
રાયને રૈયત સહુ સુખ પામે, રામરાજનો લાભ લઇ. (રઘુવીર)

રામ—ગુરૂ વચન શ્રવણ કરીને (રાગ ખમાચ જીલ્હા)(૨૦)
પીતા મારા હાથ જોડી, આવ્યો તમ પાસ.
આપની હું આજ્ઞા પાળુ, સદા થઇ ચરણનો દાસ; ટેક.
વતી તમારી શ્રવણ કરીને, આજ ઉરમાં થયોછે હુલાસ (પીત)
વચન આપનું પાળું સર્વથા, તજો તમે દીલની ઉદાસ (પીતા)

દશરથ— (રાગ શીયાનો કનરો (૨૧)
પ્રાણ વલ્લભ બે બાળક પ્યારા, નીરખી ઠરેછે નેણા મારા. ટેક.
રામચંદ્ર છો કુળના દીપક, લક્ષમણછે સુભ ગુણ તમારા. પ્રાણ.
રાજ્ય નીતીનાં ધર્મને પાળો, સુખ પામે જેમ નરને દારા પ્રાણ.
વચન મધુરાં અમૃત સરખાં, લાગે પ્રીય મુંને સુખ કરનારાં. પ્રાણ

લક્ષણ— રાગ (સિવાનો કનરો ૨૨)
પીતાજી તમારી વાણી, શુણીમેં અઘહર નારી પુજ્ય પીતાજી;
આનંદ સાગર ઉલટયો નગરમાં, તેથી પ્રફુલીત તનછે આવારી. પી
સુર લોકમાં સુખ દુર્લભ તે સુલભ છે મુજને આવારી પીતાજી.
ધન્ય પીતા સુભ કામ કરોછો તેથી નમું હું વારંવારી. પીતાજી.

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ કૌશલ્યાનો રાજ મહેલ

દાસીયું— ( રાગ દક્ષણી લાવણી ) (૨૩)

કહું વધાઇ આજ સુણોને, માતુ મારીરે. કહું વધાઇ.
સૌ સમાજ, કરે સુભકાજ; રામને રાજ, આપે આજ;
રાય સુખકારી રે. કહું વધાઇ.
રાયે મુંને કહ્યું જા કહે આ વાતીરે, સુણતા સાર રાજ્ય.
શૃંગાર, બીનવાર, થૈ તૈયાર, આવી હર્ષ ધારીરે. કહું વધાઇ.
ઉલટ તો થયો, અંગમાં, અપારીરે ધન્ય, ધન્ય, આજનો
દીન, જુગજીવંન, રાજ આસન, બેસશે, આ વારીરે. કહું વધાઇ

કૌસલ્યા— ચોપાઇ. (૨૪)

ભલે દાશી મારીતુ આવીરે, આજ રૂડી વધાઈ લાવીરે;
આજે ઉગ્યો છે સોનાનો સુર્યરે, સૌ તીમીર થયુ છે દુરરે.
મારા રામને આપે રાજ્યરે, પુરૂ મનોરથ તારા આજરે.
આપુ માગી વધાઇ તુજનેરે, બેની આનંદ આપ્યો મુજનેરે.
રૂડુ રાયે વીચાર્યું આવુરે, આવે રાયના પુછ્યે વધાવું રે.

કૌસલ્યા— રાગ દશણી લાવણી. (૨૫)

પ્રાણુના આધાર સુણો, વીનંતી મારારે, દાશીજન, દે દર્શન;
દેવરામંન, છો પ્રસન, અહોનીસ ભારીરે. પ્રાણુના આધાર. ટેક.
વધાઈ દીધી આજ, દાસીએ આવીરે, ધન્ય રાજ, કરો સુભકાજ;
રામને રાજ, સોંપોતાજ, હર્ષ દીલ ધારીરે. પ્રાણુ.
અરજ હું કરૂ, વીનયથી વીચારીરે, દીજજન કરૂ પ્રસંન;
દેને ધંન, એ વચન માગુ વારી વારીરે. પ્રાણુના આધાર.

દશરથ— ગિતી. (૨૬)

વીપ્રજનોને આપો, રત્ન મણીમય ભુસણ બહુ ભારી.
વસ્ત્ર અનુંપમ આજે ખચીત આપો પ્રીત થકી પ્યારી.

કૌસલ્યા— ગજલ. (૨૭)

દાસી મારી જલદી જાતું, વીપ્રને બોલાવ;
વશીષ્ટ ગુરૂને તેડીને, બેની વેલી આવ.
આજ દાન આપવાને, ઉલટ છે અપાર;
સત્વરથી આવ બેની, કહું તુને આવાર

## પ્રવેશ ૭ મો.

## ( સ્થળ સુમીત્રાનો મેહેલ )

દાશીયું— રાગ રાસડો. (૨૮)

સુણો સુમીત્રાજી માત, કહુ શીર નામીરે;
આજ રામને આપે રાજ, હરી ઘણું પામીરે.
મુને કહ્યું રાજાએ આજ, તેથી હું આવીરે;
કરે રામરાજનું કાજ, વધાઇ લાવીરે, સુણો.
ધંન્ય ધંન્ય દીવસ આજનો, સુભ જાણીરે.
જાણે ઉગ્યો સુનાનો સુર્ય, એમ પ્રમાણીરે, સુણો.

સુમીત્રા— રાગ કાલીગડો (૨૯)

તુને ધન્ય દાસી મારીરે. ટેક.
રામરાજ્યની વધાઇ, લાગે મુને પ્યારીરે.
આજ હર્સ મુને, અંતરે અપારીરે.
રામ મારો રાજ્ય કરે, પ્રેમ ઉર ભારીરે;
તુ વધાઇ લાવી સારીરે. તુને.
માગ માગ ઈચ્છા, જે હોય તારીરે;

પ્રસંન થઇ તુજને હું આપુછું આ વારીરે. તુને.

સુમીત્રા— ધનાશ્રી રાગ. (૩૦)

ભલે પધાર્યા, આજ સ્વામી મારા, ભલે પધાર્યા આજ;
વધાઇ મોકલી દાસીની સાથે, કૃપા કરી મહારાજ સ્વામી.
દીન નારીપર પ્રસંન થઇને, રામને આપો છો રાજ; સ્વામી.
આગ્ના મુજને આપો પ્રભુજી, વીપ્ર તેડાવા કાજ. સ્વામી.
ઉત્તમ પ્રસંગમાં દાનને અરથે, બોલાવુ દ્વીજ આજ. સ્વામી.

## પ્રવેશ ૮ મો.

### રાજ મેહેલ.

કૈકૈ— રાગ ભૈરવી. (૩૧)

રાજની વધાઇ દેવાને ભલે આવીરે, સુભ ખબર આ શ્રવણ
કરાવી; આજ મુને સુખદાઇ. રામ.
દાસી હુ તુજથી કદીએ ન રાખુ, તન મન ધનથી લેશ જુદાઇ.
રાય પધારે મંદીર આવારે, તોતો નમું ધરી અતી દીન તાઇ. રાજ.

કૈકૈ— ગિતી (૩૨)

ધન્ય ધન્ય ભાગ્યજ મારા, દાસી રૂડા ખબર તું લાવી.
સ્નેહ સગર વણી, અમૃત સરીખી આવી વરશાવી.

કૈકૈ— રાગ માઢ (૩૩)

મુને દેવાને દેદારરે પધારોછો, આવાર. ટેક.
સૌ સામગ્રી તૈયાર કરી છે, પુંજનની આવાર.
સુભ સુગંધી, કેસર ચંદન, કુંકુમ, આદી સાર. મુને.
મોગરો મનોહર મરવો ડોલર કુમોદની ગુલજાર.
ગુલાબ ચંપો સેવંતી, જાઇ જુંઇને અનાર મુને.
પ્રથમ સ્વામી, પ્રેમ ધરીને આરોપુ આ હાર.

ગુલાબ જળ ગુલાબનું છાંટુ, પ્રીતે પ્રાણ આધાર. મુને.
રામચંદ્રને આપો સ્વામી, રાજ તણો વે'વાર.
ધંન્ય આજનો દીન ગણ્યુંને, આપુ દાંન અપાર.

અંક ૧ લો સમાપ્ત.

---

# અંક ૨ જો.

## પ્રવેસ ૧ લો.

### ઇંદ્ર ની કચેરી

પાત્રો—ઇંદ્ર તથા સર્વ દેવતાઓ ( ગાઓ સુદ સુંરતનન (તોલાનો ૩૪)
અહો ઇંદ્ર દેવ દેવતાને ધંન્ય છે, ધંન્ય છે, ધન્ય છે.
ચંદ્ર આજમાં, સોભેતાજમાં ખુશી રાજમાં.
દીવ્યા કરોછો તમે ધરણીધર, મન ગમે કસ્ટ કાપો;
ધર્મ સ્થાપો, જયજય માહારાજનો, ભોળે નાથે આપી લંકા.
સ્થાપી રીસ વ્યાપી, કપી સર્વેનેરે, બલેછે બહુ સહુ તન;
મંનમાં હરી સહન કર્યુ, દુખ વનમાં વીજ પડે છે જેમ.
પુંરધનમાં, બાળેછે, તરવરને રાખને નરવરનાં ઘરને; સહુ.

વારાંગના— રાગ ધનાશ્રી. ( ૩૫ )
બીજ રસીયાં, બસીયાં ગોરી, સંગીત નૃત ગમત;
છોમ, છોમ, છોમ, બીજ રસાયાં.
બીચ બીચ રાખી શકા કર જુર જુર ધુર ધુર;
તાન માન રસ બોલ શદ.
આનુ ધન દામની છુંપ છુપ નીકસન;

મોરો મન ગત રફસ ખન ખન ખન જીન શું કરે.
તરસી રાસ નવ લગત ગાવત બીમલખસ અબગત;
લીલા ગાબગત લીલા ઠન, ઠન ઠન. ખાં૦૮.

છંદ— રાહ સુંમર સુંમર (૩૬)

પવન પવન પવન તું પ્યારા, જલદી તું તો જા;
અયોધ્યા કેરી ખબર લાવી, અમને કહી જા.
જાતું જાતું જોતું રામ, કેદી થશે રાજા;
અસુર કેરા દુખ દેવો, સે થશે સાજા.
દેવો હરીને વાલા, અસુર માંહે છે ભાલા;
કાલા વાલા મારા તેતો, કે હરીને પેલા. પવન પવન.
જો રામ બીરાજે ગાદી, એવો મંગળ આદી;
આવે તોતો ભાવે મનને, સારી દે સલ્લાહ. પવન.
તો કામ સર્વ સુભ થાશે, દાવાદળ દુખ દુર જાસે;
થાશે ધાર્યું જો તો મારૂં, દુર થાશે બલા. પવન.
શ્રષ્ટીમાં સુખ વરતાશે, ભય ભગત તણો ભંગાશે;
રામ બીરાજે રત્નસીંહાસન, મન મુરાદ પુરાશે. પવન.

સુર્ય— (પાટણના નૃપનથી તુજ મેહેલે ૩૭)

સું રે થયુંને શું રે થાવું છે, આરે જગતની માંઇ;
માટે રટો પ્રભુનું નામ, કરે પ્રભુ તમારૂં કાંમ;
રાખો મનમાં મોટી હાંમ, દેશે પ્રત્યક્ષીત. ફુલ હારી શું રે થયું.
રામ બેસે ગાદીએ આજ, તો થશે ન આપણું કાજ;
રાજનું શીર ધરે નહીં તાજ, તે ઉપાય લીઓ ભારી. શું રે.
વાયુ લાવે ખબર રે આજ, તેને આપશું મોટું રાજ;

ક્ષીર ધરશું એને તાજ, એ કાંમ કરશે ભારી. શું રે.
રાવણ કરે છે કાળો કેર, દેવને પાવા માંડયું છે ઝેર;
ચાલો જઇએ બ્રહ્મા કેરે ઘેર, એ ઉપાય લીએ ભારી. શું રે.

## પ્રવેશ બીજો.

### સ્થળ—બ્રહ્માનું આશ્રમ.

ઇંદ્ર તથા દેવોની સ્તુતી.

લાવણી. ( ખટક રહી આ મૃગનેનીને )

શ્રષ્ટી કરતા સુંણો વિનતી, આજ અમોને દીન જાણી;
ખરા કષ્ટનો કરો ખુલાસો, વત્સ ઉપર આનંદ આણી શ્રષ્ટી કરતા.
અયોધ્યાપુરના નૃપતી આજે, રાજ રાંમને આપે છે;
વશીષ્ટ આદી વિપ્ર મળીને, પ્રજાતણું દુઃખ કાપે છે. શ્રષ્ટી.
રાજ મુકીને રામચંદ્રજી, કહે એ વનમાં કેમ જાશે;
અગાધ દુઃખો અસુર દીએ છે, તે શી રીતે સહન થાશે.

બ્રહ્મા— દોહી ( ૩૯ )

ધરો ધીર સરવે, દેવ સુખકારી;
આપે સુખ પ્રભુ, દુષ્ટને વિદારી;
જાઓ સ્વર્ગે તમે, વાત સુણી મારી. ધરો.
થવા રાંમ રાજ, પ્રેમ છે અપારી;
એવી આશા ભાંગતા, મુને આ વારી;
ઠર દીલની માંય, થર થરૂં છું ભારી. ધરો.

## પ્રવેશ ૩ જો.

### અયોધ્યાનું પાદર.

કલી— ગાયન માક દાદરો. ( ૪૦ )

અવધ નરનારી, છે ધર્મ ધારી, મારૂં ન ચાલે જોર,

હું છું ભીકારી, એ અવિકારી, છે ધર્મ ધારી. મારૂં.
સુર બ્રહ્માએ મોકલ્યો મુજને, પુરમાં નહી પેસાય;
જો પુરમાં હું જાઉં પરાણે, તો આ જીવ મારો જાય;
રહ્યો હીંમત હારી હું તો આ વારી, છે ધર્મ ધારી—મારૂં.
માટે બગીચે જઈને બેસો, લેઉં ઇલાજ હું આજ;
પાકું ફળ થઇ લટકું ડાળે, મંથરા કીંકરી કાજ;
એ આવતાં નારી, ખાશે જે વારી, છે ધર્મધારી. મારૂં.

## પ્રવેશ ૪ થો.

### સ્થળ--બગીચો. ( ૪૧ )

મંથરા— ( રાગ રઘુપતિ રામ રદયમાં રહેજોરે )
આજ મુને આનંદ મનમાં અપારિરે, છે રામનેરાજની તૈયારીરે,
બહેક પુષ્પ સુગંધી અપારીરે, હવા જેની મન હરનારીરે,
તેમાં લતા એકે સુખકારીરે, આજ.
રૂડી બાગની રચના સારીરે, જોઇ લોભાઇ રહીછું હું નારીરે;
હવે છાબ ભરાણી મારિરે. આજ.

મંથરા— ( રાગ સીતાજીના મહીના ૪૨ )
આજ રાંમને આપે રાજ, ભુંડો દસા માહરી;
હવે કરવું મારે શું કાજ, કેકૈની મતી ફરી.
જેવું દાસીપણુ મુજ શીર, એવા દાસી એ થશે;
એવા દુઃખને કેકૈ માત, કેમ કરી વેઠસે.

## પ્રવેશ ૫ મો.

કૈકૈ— 

### સ્થળ કેકૈનું ભુવન ( ૪૩ )

( રાહ રાજાજીરે ક્યાં જાવું છે. )
તું શોકનેરે કાળજ બાળે મારૂ, હું તુજને ઘણું ઘણું રૂં;

નહી વદ તું રે વચન કહી, આ નઠારૂ. હું.
દાસી તું દીલની કુડીરે, કેણે મત દીધી તુને ભુંડીરે;
તું સત્ય કહેને લુંડીરે, તુજ વચનેરે, અવળું કેમ વીચારૂ. હું.
મારા રામને આપે રાજરે, તે તું કરવા ધારે અકાજરે;
કેમ માનું વન તુજ આજરે, ધીકધીક છે રે દાસી તુંનેરે ધીકારૂં. હું

મંથરા— સદર. ( ૪૪ )

કહુંછું રે માંન તું ગાતુ મારી, જો દીલમાં તું વીચારી.
ગતી શીરે થાશે કૈકે તારી. જો.
થસે રામ અવધના રાયરે, ત્યારે કૌશલ્યા રાજ માતાયરે;
થઈશ દાસી તું માગી માયરે, તે ટાંણેરે દુખ પડસે બહુ ભારી. જો.
છે સત્ય વચન આ ગારૂંરે, નકી થવા એહુ છે નઠારૂં રે.
ઇચ્છો આપ આપનું સારૂ રે, જો ભુલ્યાંરે તો બનશો ભીખારી. જો.

કૈકે રાગ પીલુ (૪૫)

ઠીક ચેતાવી મુજને તેં આવી, દાસી ખરી તેં રીત બતાવી. ઠી.
આજ નીશાયે શેક ભુવનમાં, બેશું રીસાઈને મુખ ચડાવી. ઠી.
માગું વચન હું રાયની પાસે, રાજ ભરત વન રામ કઢાવી. ઠી.
રામને રાજનુ કાજ મુકાવા, દાશી તેં બુધી કયાંથી ચલાવી. ઠી.

મંથરા— રાગ મુજઊપર ગુજરી ( ૪૬ )

મે પુષ્પ વીણતાં જોયુ દીલ વીચારી;
થશે રામ રાજથી, કૈકેને દુઃખ ભારી.
એવું સમજીને હું, આપની પાસે આવી;
દેવા રામચંદ્રને વન, મેં બુધ્ધી ચલાવી.
હવે સાધો તમારો અર્થ, ધીરજ દીલ ધારી;
બેશો શોક ભુવનમાં, વેશ ભયંકર ધારી.

કૈકૈ— રાહ હે પીતા પ્રધાન પવિત્ર હકીકત મારીરે (૪૭)

શું કરવા રાજાજી આજ, આંહી તમે આવ્યારે;
મુને બોલાવી શું કાજ, વગર બોલાવ્યારે.
કૌસલ્યાના પુરો કાજ, જઇને વેહેલારે;
આંહી રહેશો નહી માહારાજ, થઇને ઘેલારે.
હું અરપીસ મારા પ્રાણ, આજે તમનેરે.
સું દુખ દેવા આવ્યા જાણ, સ્વામી અમનેરે.

દશરથ— રાગ આશાગોડી ( ૪૮ )

વાત કહે આ વારી, તારારે દુઃખની વાત કહે આવારી.
રામ રાજમાં કલેશ કરવાનુ; કારણ કહે વીસ્તારી. તા.
દુઃખ હરવાને, સુખ કરવાને: સમર્થ છું ધીર ધારી. તા.
ઇચ્છીત આપુને, દુઃખ કાપું; માગ્ય વચન મુજ પ્યારી તા.

કૈકૈ— રાગ લાવણી ( ૪૯ )

વશપરવાની સાથે ગયાતા, યુદ્ધ કરવા સ્વામી જ્યારે;
વીજય આપ્યો રણમાં તમને, રથ ચક્ર પડીયું ત્યારે.
એ વર માગું આપો મુજને, રામ થાય વનના વાસી;
ભર્થ ભોગવે રાજ અવધનુ, એ માગું હું દીન દાસી.
વચન દીધુંતુ તેદી સ્વામી, યાદ કરો હવે મનમાં;
સુર્યવંસી ન ટેક છોડસો, જો ઝુંઝયા સાચા રણમાં.

દશરથ— મરાઠી ચાલતી સાખી ( ૫૦ )

માગો વચન અવર મુજ પ્યારી, જે માગો તે આપું;
માગ્ય માગ્ય ભલે શીર તું મારૂં, વચન કદી ન ઉથાપું,
તન મન ધન મુજ રામચંદ્રને, દુઃખ જો આપુ ભારી,
ધીક ધીકનો પ્રીયારે મુજને, તુજને છેરે ધીક્કારી.

ભર્થ ભલે રાજ કરે પણ, રામ રહે પુર માંહી;
એ વર માગો પ્રેમથી પ્યારી, તોતો તમે સુખદાઈ.

કૈકૈ— રાગ ક્ષત્રી કલંકનો ( ૫૧ )

સ્વામી આસું વદોછો વચન, કલંક સીર લેવા કાજેરે;
સત્ય કરતાં અધીક થયા તંન. કલંક.
મુજ વચનનો જો, કરસો લોપ. કલંક.
તોતો કુલદેવતાનો આશ કોપ. કલંક.

દશરથ—રાહ બસ કર બસ હવે ન બોલરે ( ૫૨ )

ચુપ, ચુપ, અવીચારી અટકુ ન બોલરે. અવીચારી અટકુ ન બોલ
નફટ નીર્લજ નીચ નારી તે ભોળવી લીધો કોલરે. ટેક.
નીશ્ચે કર્યો મે મન સાથે, (૨) રેવું ન તારે મોલરે. અ.

રામચંદ્ર—રાહ એસું બોલોછો વીવેકી ( ૫૩ )

આપનું વચન માજી, સીરપરે ધરૂં. (૨)
ચઉદ વરસ જવા વિદેશ, દીલમાં ન ડરૂં; આ.
નીશ્ચે અરણ્યમાં જઈને શીર જટા ધરૂં.
ભરત કરે રાજ ભલે, વનમાં હું ફરૂં. આ.
મુજ પીતાએ આપેલું વચન, કેમરે ફરે.
માત તાતનાં વચન, સપુત સીર ધરે. આ,

## પ્રવેશ ૬ ઠો.

### સ્થલ કૌસલ્યાનો રાજ મહેલ.

કૌશલ્યા— (હે પીતા પ્રધાન પવિત્ર) રાહ.

કોણે આપ્યું તુંને વન, કુંવરજી મારારે;
મુંને સત્ય કહોને વચન, દુશ્મન કોણ તારારે.

આ તે અકરા કેરની કરો વાત, કુંવરજી મારારે;
સાચું માન્યું ન જાએ બાળ, હસો ના પ્યારારે.

**રામ**—માતા કૈકૈએ માગ્યું વચન, પીતાપાસ મારારે;
રામ લક્ષમણ વેઠે વનવાસ, વર્ષ બાર ન્યારારે.
ભર્ત શત્રુઘ્ન કરશે રાજ, તખ્ત શીરતાજરે;
પીતા આજ્ઞા થઈ માગી માત, રહીએ કેમ આજરે.

**કૌશલ્યા**—શોકે શોધ્યાં પુરાં વેર, રાખ્યું ન બાકીરે;
પીતા તારાથી ક્ષણુ થઇ દુર, તેથી તક તેણે તાકીરે.
હાય વનવાસ વેઠયું કેમ જાય, બાલુડા મારારે;
રેશું મા છોકરાં ગામથી બાહાર, થશું ના ન્યારારે.

**રામ**—માતુ ધીરજ ધારી ઘેર, સંભાળો સતીનેરે;
બાર વર્ષ શી મોટી વાત, મુંઝવો શું મતીનેરે.
પૃથ્વી પ્રદીક્ષણા તીર્થો વાસ, વ્રત રૂડાં કરીએરે;
કુશળ નીરવિઘ્ને ફરી પાછા ઘેર, આશીશ દો પંથ પડીએરે.

**કૌશલ્યા**—દુખણી દુરભાગી હોયલા દીન, કેને આધારે લેવારે;
પાંજર પડયું મુકી જીવન જાય, હાલ હવાલ તેવારે.

**લક્ષ્મણ**—માતુ રામની સેવા સાથ, વિચરું છું વનમાંરે;
નવ ઓછું લગાડીએ કાંઇ, જગદંબ તનમાંરે;
વિધી લેખ લખ્યા છે લલાટ, મટે નહીં માતુરે;
સમજુ શાણાં આપો આશીશ, બંધાવો ભાતુંરે.

**રામચંદ્ર**— **કહાં મીલેંગે ગુરૂ જાલંધર (૫૫)**
દોષ કરમને દેવો માતા, લખ્યું લલાટે એમ હશે;
શત્રુ મિત્ર નહી કોઇ જગમાં, ભાવી તે આવી બનશે.
રંગ સાગરે કૈકૈ માએ, માગ્યું વચન એમ રામ કને;

અને ભોગવે રાજ અવધનું, રામચંદ્રજી જાય વને.
માતા આપો આજ્ઞા મુજને, તજી શોકને ધાર ધારી,
વિદાય લેવાને વિનતી કરૂં છું, તે અરજી લ્યો સ્વીકારી.

કૌશલ્યા— રાહ ભેખરે ઉતારો (૫૬)

વનમાં જવાની વાતને, મુકો મારા વીરજી;
શુંળી દવ લાગે છે અંગમાં, કેમ કરી રાખું ધીરજી. વ.
ગુપ્ત રાખુ મારા મયરમાં, અરર ન જાણેરે જનજી;
અરણ્ય વીશે નહી મોકલુ, સત્ય માનો વચનજી. વ.
વનમાં જતાં વિઘ્ન સહુ, આવે આપણે ઘેરજી;
અવશ્ય તજે રાજા પ્રાણ તે, પુત્ર વીચારો પેરજી. વ.

રામચંદ્ર— રાગ સદર (૫૭)

આજ્ઞા કરો માતુ આ સમે, મુકો અવર વીચારજી;
સત્યરે બચાવું મુજ તાતનું રજા દેશો આવારજી. આજ્ઞા.

કૌશલ્યા— રાહ હમકું છાંડ ચલે બન માધુ (૫૮)

વનમાં જવાની વાત સુણીને દવ લાગ્યો દુખકારી અરેરે. વનમાં
રાયનું સત્ય બચાવા માટે, કૈકૈ વચન શીર ધારી અરેરે;
મુજ આજ્ઞા તો લોપ કરીને અવધ કરી દુખ ભારીરે. વનમાં.
સહન થશે નહીં મેંથી કુંવરજી, દુખ વીયોગનું ભારીરે.
વનમાં સધાવો પુત્ર ભલે તમે, પ્રથમ મુજને મારી અરેરે. વનમાં.

રામચંદ્ર—રાગ માજી દીલગીર ન થાઓ. (૫૯)

હવે સ્નેહ ધરો માં માજી સહી (૩)
પુત્ર મળે પરીવાર મળે પણ, સત્ય મળવું દુર્લભ સહી. હવે.
સત્યને મુજથી અધીક ગણીને, આપો રજા મુને પ્રસન્ન થઇ. હવે.
ચૌદ વરસ આ અવધપુરમાં બાળ તમારો રેહેશે નહીં. હવે.

અવધે આવી સેવા કરીશ અતી, રામ રાજનો લાવ દઇ. હવે.

**સુમીત્રા—** રાગ જનુની જીવોરે ગોપીચંદની. (૬૦)

સાથેરે તેડો લઘુ ભ્રાતને, કરશે સેવાનું કામજી;
વીયોગ તમારો રહેશે નહીં, કુળ દીપક રામજી. સાથે.
રણમાં બંધુ સંગે રહે, થાય વીઘનનો નાશજી;
લક્ષમણનેરે સાથે લઇ, કરો સુખે વનવાસજી. સાથે.

**રામચંદ્ર—** સદર (૬૧)

લઘુરે ભ્રાત મુજ લક્ષમણો, પામે અરણ્યનું દુખજી;
હુંરે વનવાશી થતાં, તેને શીદ તજાવો પુરજી, લઘુરે.

**લક્ષ્મણ—** રાગ અધબીચ મોહોબ્બત છોડી (૬૨)

અરણ્યમાં સંગે આવવા મુને આગ્ના કરો રઘુનાથ;
હું આવું ભ્રાત (૨) તમ સંગે વનમાં આજ;
નકી અવધમાં નહીં રહું, સત્ય કહું માહારાજ,
વીયોગ આપનો (૨) સહન થશે નહીં જાણ;
બંધુ તજશો મુજને તો, કાઢીશ મારા પ્રાણ,

---

## પ્રવેશ પેહેલો.

**રામચંદ્ર—** રાગ જનુની જીવોરે ગોપીચંદની ૬૩

વરશ ચતુર્દશે આવશું, સત્ય કહું છું આજજી;
સુખેરે રહી તમે રાજમાં, કરજો ધર્મના કાજજી. વરશ.

**સીતાજી—**સાથેરે તેડો મને સર્વથા, મારા સ્વામી સુજાણજી;
તમરે વીના હું તો નહીં રહું, રાજ વીશે નીરવાણજી સાથેરે

**રામ—**વીકટ વનછેરે બીહામણું, ત્યાં નહીં સીતુંરે કામજી;

અસુર પ્રબળ વનમા ફરે, જોઇને તજશોરે હામજી. વરશ.

**સીતાજી**—વીકટ વનથી નહીં ડરૂં, સંગે છો પ્રાણ આધારજી;

દુષ્ટ અસુર મુને શું કરે, સાથે તો આ નારજી. સાથે.

**રામ**—વનમાંરે નથી મંદીર માળીઆં, નથી નવીન પલંગજી;

કુશાસનપર પોઢતા, કંકર ખુંચશે અંગજી. વ.સ.

**સીતાજી**—તમારે સંગેરે રહી અરણ્યમાં, માનું સ્વર્ગનું સુખજી;

કુસમવત દભ સેજે ગણી, દર્શનથી નહીં દુખજી. સાથેરે.

**રામ**—જનકજી તમનેરે જપે ઘણું, મળવાને તેડે તમ માતજી;

સુખેરે પીયર તમે સંચરો, કરો મુજને વીદાયજી. વરસ.

**સીતાજી**—માત પીતાને બંધવ ભલે તલપે મળવાને માટજી;

સંગે તેડો મુને કંથજી, તોતો મટશે ઉચાટજી. સાથેરે.

**રામ**—કોમળ કાયા સતી તમતણી, વનનું દુઃખ ન વેઠાયજી;

વૃષ્ટી હીમને આ તપ થકી, આ કાયા કરમાયજી. વરસ.

**સીતાજી**—કોમળ નથી કાયા તમ થકી, મારા સ્વામી સુજાણજી;

પુરમાં રહેવાનું કેહેશો મુંને, તજીશ મારા પ્રાણજી, સાથેરે.

**રામ**—ગુરૂરે દ્રોહી નવ થાઉં હુ, ન લેવું પ્રેમદાને સાથજી;

વાલા વશીષ્ટના વચનથી, લેશું તમને સંગાથજી. વરસ,

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—કૈકૈનું ભુવન.

**સીતાજી**— ( રાગ ધનાશ્રી. ૬૪ )

આજ્ઞા કરો આ વાર, ગુરૂજી મારા આજ્ઞા કરો આવાર;

પ્રભુની સંગે અરણ્ય જવાને, ઉમટ દીલમાં અપાર. ગુરૂજી.

હીન પુત્રીપર સ્નેહ ધરીને, પૂરે મનોરથ સાર. ગુરૂજી.
સ્વામી મારાને આજ્ઞા કરીજો, સાથે તેડે નીરધાર. ગુરૂજી.

દશરથ:— ( રાગ મુજ ઉપર ગુજરી. ૬૫ )

પુત્ર આપ વીનાની, અરણ્ય અયોધ્યા થાશેરે;
દુઃખ સાગરમાં પડી નાવ તે કેમ તરાશે
સૌ તલપી તજશે પ્રાણ. સુણો મુજ વહાલારે;
મુને અવધ દીવશમાં આવી મળજો બાળા.

સુમીત્રા:— રાગ સદર. ( ૬૬ )

રહી સંપે વનમાં, જતન અંગના કરજો;
અતી સંકટ સમયે, આપ ધીરજ મન ધરજોરે.
કુળ દીપક વધુ સુજાણ, જનકની કુમારીરે;
તુંને બાળ અવસ્થા માંય, કરી દુખીયારીરે.

લક્ષમણ— (નવ ઘટે વદીલ તુચ્છ આવું બોલતાં ૬૭)

પ્રપંચ રચી માતુ આવું કૃત્ય ન કરો. [૧]
વિશ વાવી અમ્રત લણવા, હીમત ન ધરો;
રાજ માત તજો ન ભાત, સત્ય ફાવશે. પ્રપંચ.
પારણાનું હેત માડી યાદ તો કરો. (૨)
અઘોર કર્મ કરતાં, હવે દઈવથી ડરો;
રાજ માત તજો ન ભાત, સત્ય ફાવશે. પ્રપંચ.

રામ— ( રાહ ક્ષત્રી કલંક ૬૮ )

વીરા વિચારોને કુળની રીત, સાહસ કરવા ન ધારોરે.
કેમ કાર્ય કરીયે અઘટીત. સાહસ.
જયાં લગી છે દેહમાં પ્રાણ. સાહસ.

ત્યાં લગી સત્ય રાખવું જાણ. સાહસ.
પીતુ વચન જાય જો આ વાર. સાહસ.
તો તો છવવું થાય અકાળ. સાહસ.

રામચંદ્ર-- ( ગીતી. ૬૯ )

વખત સદા અતી રંગી. છાંય વખતની પલપલ ફરવાની;
વખત કરે છે હાની, વખત કરે છે સદા સુખ સમાધાની.

લક્ષમણ--ક્યાં કર્મ નવ છુટે પશુ પક્ષી કે દેવ મનુષ્ય અંગે.
અવધી અવધપતી નીરમીત, પૂરી થયે ના રહે ભુત સંગે

## પ્રવેશ ત્રીજો.

### સ્થળ—રસ્તો.

( રાગ મરસીયા ૭૦ )

દાસીઓ, અયોધ્યાની સ્ત્રીઓ, કન્યાઓ.

થાય થાયરે અયોધ્યાને દુખ મોટું અયોધ્યાને દુખ મોટું;
માયે કાર્ય કર્યું છે ખોટું રે થય;
નરનારીઓ ઘેર ઘેર રૂવે. અઘોર અરણ્ય સામું જુવે.
આંખોમાંથી આંસુડા લુવેરે થાય.
માતુ પુત્ર કહીને બોલે, તેનું હ્રદય ક્યાં જઇ ખોલે.
કેકૈ થાશે તરણાને તોલેરે, થાય,
ભુલ ખાધી રાયે બહુ મોટી, હવે અમને ન કરશો ખોટી.
ગરીબ નોકરોની તુટશે રોટીરે. થાય.
પોતા પુત્ર કહીને રોતાં, દીધું વચન તે નથી ખોતાં;
કૃત્ય કેકૈના બેઠાં જોતાંરે, થાય.
કાય મુકી ચાલ્યા જાય હીરા, ભાઇ રહોને તમે હવે ધીર;
પાછા વળોને અયોધ્યાના વીરારે. થાય, થાય.

હંસ મુકીને કામ કોયે ન પાળે, કેકે હૃદય કૌશલ્યાના બાળે.
એટાં એઠાં અવનીનો દાટ વાળેરે. થાય.
સમુદ્ર મર્યાદા હજુ નથી લોપી, રાજમાતા બેઠીછે બહુ કોપી;
અવધને માથે પડી શામ ટોપીરે થાય.
આણા પેહેરી જનકબાળા આવી, વસ્ત્ર ઘરેણા મૈયરીએથી લાવી;
રહ્યા પડયાં તે પહેરવા ન ફાવીરે. થાય.
અમારૂં હૃદય રૂવેછે પોક મુકી, અમે રાખશું સીતાને રોકી;
એને સાસુ મર્યાદા નથી લોપીરે. થાય.
પુત્ર વધુથી બહુ સુખ થાશે, સુખ દુખ સીતાને કહેવાશે,
અરણ્ય દુઃખ તેથી ન સહેવાશેરે થાય;
કુમાર અરજ અમારી ઉર લેશો, કૃપા કરી અરણ્ય પગ ન દેશો.
રોતી અવધની પ્રજાનું દુખ લેશો, થાય.
ચૌદ વરસે વીરા વેલા આવજો, ખબર પીતાને ખુશીના કહાવજો.
આવી ધર્મનો વાવટો ધરાવજોરે. થાય.

સીતાજી— (રાગ મુજ ઉપર ગુજરી) ૭૧

અરે ભરતખંડની બેનો અને સૌ બાળા;
દુર રહી દુરગુણથી રહો સદગુણની માળા.
રહી માતુ સોડમાં, કામ મૈયરીએ શીખો;
જઇ શાસરીઆમાં પીવા પડે નહીં વીખો.
નવ કરે ચેષ્ટા તમ સાસુ નણંદ કે ભોજાઇ.
નવ પીડાવો બેનો તમો બાપ કે ભાઇ.
રહી પતી ચરણમાં સ્વામી વચન શીર ધરજો;
કદી પડે સંકટ તો ભજન હરીનું કરજો.
સદગુણી સતીના ધર્મ સદા ચીત ધરશો

છુટે સાસરીયેથી તો મૈયર સામો પગ ભરશો.
હોય સાસરીઆનું દુખ મૈયરીયે ન કેહેવું.
ભલે હોય દુખ સુખ તે સેવીને રેવું;
કહે ગુરૂ વાઘજીનો શીષ્ય સીતા સમી રેહેજો.
દુર્ગુણી કુપમાં બાળાને કુબવા ન દેજો.

## પ્રવેશ ૪ થો.

### રાજ મહેલ.

રામ-- રાગ ઠુમરી. (૭૨]

નથી આશ, વાશ, ખાલી રાખી ત્રાશ;
વનવાશ, ખાશ, હરીદાસ છે પાસ. નથી. ટેક.
રોશ ન રાખે, દોષ ન દાખે, કરી પ્રપંચ વિષફળ ચાખે.
સત્ય જોશે, સાય થાશે, સુમર સુમર હરી ગુણ ગાશે. નથી.
કૃપાવંત કરૂણા કરી કાપજો, કુમતી કલેશ કંકાશ કોટી કોટી. નથી.

દશરથ— રાહ લુચી નીકળી ( ૭૩ )

નરની ઘાતક નાર સાચી, નર ઘાતકી;
જુઠો જોયો તારો પ્યાર, સાચી.
કપટ પડદે રમનાર. સાચી.
ધીકક ધીકક તુને ધિકકાર. સાચી.
અંતરમાં તું અગની રાખે, મુખે અમૃત હોય.
પુત્ર પતિનું શીશ કાપતાં, પાછું કદી ન જોય,
જા જારે નીલજ તું ઠગારી નારી.
લે તો મારી સારી શીખ ઉર કદી નહી ધારી.

---

# પ્રવેશ. ૫ મો.

## અયોધ્યાનું પાદર.

**ભરત** રાગ કોઈ સુણો મેરી ફરીઆદ. (૭૪)

શું તજ્યું અવધનું રાજ, (૨) હે રામ, હે રામ, શ્રી રામ;
રામે તજ્યું. ટેક.
વખત હરીએ બુરો દીધો, ભેટયા નહીં મુને ભ્રાત. રામે.
ઘર છોડયું ને રાજ છોડયું ને છોડયા સહોદર ભ્રાત.હાય.(૩)શું.
વનમાં વાસો તેનેજ કર્યોરે, ફળ ફુલનો છે આહાર
વચન પાળ્યું માતનું ને, જતાં ન લાગીવાર. હાય. (૩)
પીતાએ તજ્ઞપી પ્રાણુજ છોડયો સુર્યને લાગ્યો ડાગ;
તેતો ડાગ કદી ન છુટે, જુગ જુગ રેશે વાત. રામ. (૩)
મુજ જનુની કૈકૈ નામને, મારશે હવે સૌક લાત,
ધીક માતા તેં આ શું કીધુ કર તું બેઠી રાજ. રાજ. (૩)
જનુંની તમે વેહેલાં મરજો, બળજો તમારૂં નામ;
વહાલ ભ્રાત્તને રાજ તજાવ્યું, હરી ન બેઠાં ઠામ ઠામ. રામે. (૩)

**ભરત—** રાગ દેખા નહીં કછુ સાર (૭૫)

રામ ગયા વનવાસ, રાજ તજી. (૨)
કૈકૈ કેરું ક્રૂર હૃદય જોઇ. રામ.
ભરત શત્રુઘ્ન રાજ કરે, તેથી રામ નહીં ઉદાશ:
માતા કેરાં મુખનું વચન તેને પાળવાની બહુ આશ.
પાળવાની બહુ આશ. સમજ. રામ.
અરે ભાઈ નથી રાજ જોઇતું; ભ્રાત રહે મુજ પાસ
મુખ નીરખવા વીણ ચેન ન પડશે, તેથી બહુ ઉદાસ.
તેથી બહુ ઉદાશ. સમજ. રામ.

સત્રુઘન—ભરત ભ્રાત તું ભોળો ભક્ત છો વાત કહું એક ખાસ;
વડીલ ભ્રાતનું વચન માન્ય કરી, બેસો આજ આવાસ,
બેસો આજ આવાસ. સમજ. રામ.

શુદ્ધ હૃદયથી ધ્યાન ધરોતો, આવશે એ જગનાથ;
બંને બંધુ બહુ દુઃખ પામે, ત્યારે આપણે કેમ ન સાથ.
આપણે કેમ ન સાથ, સમજ. રામ

રામ—ખરી પ્રાર્થના સુણી ભરતની, આવ્યા શ્રી રઘુનાથ;
લઘુ વયમાં તમે ભરત ભ્રાત છો નહીં નહીં નક્કી હમ સાથ
નહીં નહીં નક્કી હમ સાથ. સમજ મન રામ.

લક્ષમણ—નેત્ર થકી બહુ નીર વરસતું અશાડ જેમ વરસાદ;
છાતી શરસા લઇ ભ્રાતને, સમજાવે રઘુનાથ.
સમજાવે રઘુનાથ. ભ્રાતને.
બેઠા ભરતજી આસન દૃઢ કરી, આજ્ઞા વીણ નવ ઉઠાય;
વડિલ ભ્રાત ભુમીપતિ સુંદર, ભરશે ભુલ ન થાય.
ભરશે ભુલ ન થાય. સમજ. રામ.

કૈ—રાહ અંતે વીનવી તુને ખંતે વીનવીયે. ૭૬
હાય જગતે જાણી હું તો લુંટાણી;
અરે સુંરે થાય ખોયો પ્યાર નીરાધાર,
પાડયા અપાર, હાય હાય લાગી લાય. જગતે.
અહેવાઇસું ભુંડી થઇ, બેઠી જીવનહાર ખોઇ;
કાળી ટીલી લઇ, રેવું પડશે રે અહીં.
કોઇ મુખ જોશે નહીં, રામ નામ રટું અહીં,
માળા તુળશીની લઇ, અભાગણી હું તો થઇ;
લક્ષમણે બહુ ક્રોધ કીધો, રામે પાછો વાળી લીધો.

દોષ તો કર્મને દીધો, રાય મેં ભોળવી લીધો.
માપી, હુંતો, બહુ, થઇ.

**રાહ. ધરો માથે મુગટ ( ૭૭ )**

રેજો સંપી (૨) કુસંપમાં સાર નથી, સું કહીયે કથી. રેજો સંપી.
રામ રાજ થવા હામ ઉરે હતી, તેતો દુર કરી વિશ્વપતી,
હરી તારી છે ગહનગતી. રેજો સંપી.
અસુરોયે કીધા દેવને ત્રાહી, દેવ તણી ટગી બ્રહ્માએ સાહી.
કળીયુગે ફેરવી કેકૈ મતી. રેજો સંપી.
અયોધ્યાના જન થયા નીરાસી, દેશથી રામ થયા વનવાસી.
ભરત વીયોગે દુખ અતી. રેજો સંપી.
હળી મળી રેજો સૌ નરનારી, તેથી સુધરશે જીનગી તમારી.
પ્રભુ પદ પામો પ્રેમ ધરી. રેજો સંપી.
ભુલ ચુક તે માફજ કરસો, દોશ કદી દીલમાં નવ ધરસો.
ધર્મ કરી કરો પ્રીતે કરી, રેજો સંપી સમપુરણ.

# વીનંતી

ચોટીલા તાબે આંણંદપુરના ફોજદાર સાહેબ, રા. રા. સુ. ભાઈશંકર ગંગારામ કે જેણે મુને આ પુસ્તક રચતી વખતે જે મદદ કરી છે તેનો મોટો ઉપકાર માનું છું; હું આપનો આશાંકીત ઉપકાર માનનાર પુસ્તકનો માલીક.

**સમાપ્ત.**

# જાહેર ખબર.

મેહેરબાનો આ પુસ્તક જે સાહેબોને મગાવવાની યા લેવાની ઇછા હોય તો મોરબી નાટક કંપનીનો જ્યાં મુકામ હોય ત્યાંથી તથા મોરબી તળપદમાંથી માલીક જેઠાલાલ વી. હરજીવન પાસેથી તથા બાર દેશાવર ખાતે રાજકોટ જાની મણીશંકર ત્રીભોવન. વાંકાનેર શા. જટાશંકર પ્રભાશંકર શીહોર પંચેજી સ્કુલના માસ્તર શા. જદુરામ મુળજી આણંદપુરમાં જુગતરામ ભાઈશંકર અમદાવાદ માં શા. કસ્તુર હરગોવન ભરૂચમાં હરજીવન જગજીવન જુમા મસીદ પાસે સુરત વડોદરા મુંબઈ ભાવનગર વીગેરે શેહેરોમાં બુક સેલરો પાસથી મળશે.

દયાશંકર વી. હરજીવન ભટ

મુ. મોરબી.